



॥ श्री गणेशाय नमः ॥

કચ્છના કડવા પાટીદાર ભાઈઓનો

# કીર્તિધ્વજા

યાને

સંવત ૧૯૩૨ માં થયેલા નિધ છાપનું વિવેચન.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનોના હુકમથી,

પટેલ ભગવાન વસ્તા કોન્ટ્રાક્ટર:

ગામ માનકુવાવાળા.

તા: કચ્છ-ભુજ.

પ્રત ૨૦૦૦ ઈ. સ. ૧૯૨૬.

મૂલ્ય: સત્યનું પ્રતિપાલન.



મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.



॥ श्री गणेशाय नमः ॥

કચ્છના કડવા પાટીદાર ભાઈઓનો

# કીર્તિધ્વજા

યાને

સંવત ૧૯૩૨ માં થયેલા નિંધ ઠરાવનું વિવેચન.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનોના હુકમથી,

પટેલ ભોજરાજ વસ્તા કોન્ટ્રાકટર:

ગામ માનકુવાવાળા.

તા; કચ્છ-ભુજ.

પ્રત ૨૦૦૦

ઈ. સ. ૧૯૨૬.

મુલ્ય: સત્યનું પ્રતિપાલન.

મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ

મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.

કચ્છ દેશમાં શાંન્તીથી મક્કમપણે પીરાણા સતપંથના
પાખંડો ઉઘાડા પાડનાર સુજ્ઞ બંધુ





શ્રી. પટેલ વાલજીભાઇ રામજીભાઈ

ગામ વીરાણીવાળા (કચ્છ)

Lakshmi Art, Bombay 8.

# કચ્છના કડવા પાટીદાર ભાઈઓનો કીર્તિધ્વજ !

## યાને

## સંવત ૧૮૩૨ ની સાલમાં થયેલા નિંદ્ય ઠરાવનું નિકંદન !

Year: 1775-76

પીરાણામાં નવા કાકાને ગાદીએ બેસારવા નીમિત્તે કચ્છ દેશથી આવેલા કણબી જ્ઞાતિના આગેવાનોએ જ્ઞાતિના હીત માટે કરેલા ઠરાવો.

These resolutions were passed on 22 Dec 1925

સંવત ૧૯૮૨ ના પોષ સુદી સાતમને મંગળવાર તા. ૨૨ માંહે ડીસેમ્બર સને ૧૯૨૫.

૧ અમો કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિ સમસ્તના આગેવાનો અમદાવાદ મુકામે ભેગા થઇને નીચે પ્રમાણે ઠરાવ કરીએ છીએ કે, આપણી જ્ઞાતિમાં આજે કેટલાક વર્ષો થયાં, આપણને ન શોભે તેવા રીતરિવાજો આપણી અજ્ઞાનતા તથા ભોળા સ્વભાવને લઇને ઘૂસી ગયા છે. જેથી આપણને વખતો વખત ઘણું સોસવું તથા શરમાવું પડે છે. અને હિંદુજનતાની સાથે વ્યવહારમાં પણ આપણને ઘણો મતભેદ પડે છે. તેથી આજના દેખતા જમાનાને અનુસરી, તેમાં યોગ્ય ફેરફારો કરવા જોઇએ; જેથી જગતમાં હાંશીને પાત્ર થતા બચીએ, તથા આખી દુનિયામાં સર્વની સાથે દરેક જાતના વ્યવહારમાં ભળતા રહી શકીએ.

Reason and rationale behind re-converting to Hinduism

૨ આપણી જ્ઞાતિએ સતપંથ ધર્મનો સંવત ૧૫૯૨ ના કારતક સુદ ૨ ને શુક્રવારે સ્વીકાર કર્યો હતો. પરંતુ ત્યારપછી બસો ચાલીસ (૨૪૦) વર્ષ પછી એટલે સંવત ૧૮૩૨ ની સાલ સુધીના સઘળા રીતરિવાજો બરાબર હતા. પરંતુ નખત્રાણા મુકામે આખી જ્ઞાતિના આગેવાનો તથા કાકા પ્રાગજી અને વલીમીયાં સૈયદે જે ઠરાવ સં. ૧૮૩૨ ના પોષ વદ ૧૩ ના દીને કરેલ છે, તે ઠરાવને અમો આજ દીને આખી જ્ઞાતિના આગેવાનો ભેગા થઇને રદ કરીએ છીએ. અને અસલના જુના રીતરિવાજો પાછા ચાલુ કરવાને આખી જ્ઞાતિને છૂટ આપીએ છીએ.

VSAK: 07-Nov-1535

Year: 1775-76

VSAK: 19-Jan-1776

૩ આપણી જ્ઞાતિમાં લગ્નક્રિયા ચોરીથી શાસ્ત્રવીધિ પ્રમાણે કરવાની તેમજ મરણક્રિયા પણ શાસ્ત્રાર્થ વીધિ પ્રમાણેજ કરવી એવો ઠરાવ કરીએ છીએ.

૪ મરણની ક્રિયા અગ્નિદાહથી કરવી, તેમજ હરકોઇ પ્રકારે કરવાની છુટ આપીએ છીએ.

Ban / Boycott of Syeds

Sanatan Hindu Dharm is re-embraced





૫ આજરોજે આપણે ઠરાવ કરીએ છીએ કે, સૈયદોને આપણે કચ્છમાં આવવા બંધ કરીએ છીએ. અને જો કોઇ સૈયદો કચ્છમાં આવે તો આપણી જ્ઞાતિના કોઈપણ ભાઇએ તેમો સ્વીકાર કરવો નહિ. તેમ તેમને આશરો પણ આપવો નહિં.

૬ આપણી જ્ઞાતિના ધર્મ પાળનારાઓએ સનાતન ધર્મની આજ્ઞા પ્રમાણે વર્તવું; અને સનાતન આચાર વિચાર પાળવા; તથા સંધ્યા-પૂજા વિગેરે નીત્યકર્મ કરવાં.

૭ આપણી જ્ઞાતિમાં ધર્મસંબંધી તથા વહેવાર સંબંધી બોલવા ચાલવા તથા આચાર વિચાર પાળવા તથા પહેરવા ઓઢવા વિગેરે બધી બાબતોમાં અયોગ્ય રીવાજો છે, તેને કાઢીને યોગ્ય રીવાજો કરવા, તેવો ઠરાવ કરીએ છીએ.

૮ અનાદી કાલથી સરખો ચાલી આવેલ આપણા સનાતન ધરમને કાંઈપણ બાધા નહિ આવે, તેવા યોગ્ય ફેરફારો કરવા.

ઉપરના સઘળા ઠરાવો અમો સઘળા નીચે સહી કરનારાઓ સમસ્ત જ્ઞાતિના આગેવાનોએ એકમતે ભેગા બેસીને સર્વની રાજીખુશીથી કર્યા છે. તે જ્ઞાતિના સર્વ નાના તેમજ મોટા હરેક ભાઇઓને કબૂલ છે.

(૧) પટેલ શીવજી નોઘા ગામ નખત્રાણા વાળાની સહી.
દા. સવજી વીરજીના ધણીના કહેવાથી.

(૨) પટેલ માણજી વીરજી ગામ નખત્રાણા વાળા સહી. દા. પોતે.

(૩) પટેલ મેગજી પ્રેમજી ગામ નખત્રાણા વાળાની સહી.
દા. ગોપાળ રતનાના ધણીના કહેવાથી.

(૪) પટેલ માનજી શવજી ગામ નખત્રાણા વાળાની સહી.
દા. ગોપાળ રતનાના ધણીના કહેવાથી.

(૫) પટેલ કરસન પચાણ ગામ નખત્રાણા વાળાની સહી.
દા. ગોપાળ રતનાના ધણીના કહેવાથી.

(૬) પટેલ ઉકેડા પચાણ ગામ નખત્રાણા વાળાની સહી. દા. પોતે.



(૭) પટેલ વીરજી માવજી ગામ નખત્રાણા વાળાની સહી.
દા. ઉકેડા પચાણના ધણીના કહેવાથી.

(૮) પટેલ વીશરામ શામજી ગામ નખત્રાણા વાળાની સહી.
દા. ગોપાળ રતનાના ધણીના કહેવાથી.

(૯) મુખી ગોપાળ રતના ગામ વેરસલપુરવાળાની સહી દા. પોતે.

(૧૦) પટેલ રાજા વિસરામ વેરસલપુર.
(૧૧) પટેલ ગોપાળ વિસરામ વેરસલપુર.
(૧૨) પટેલ લાલજી વિસરામ વેરસલપુર.
(૧૩) પટેલ અણજી લધા વેરસલપુર.
(૧૪) પટેલ જીવા ગોપાળ વેરસલપુર.
(૧૫) પટેલ દેવશી રૈયા વેરસલપુર.
(૧૬) પટેલ ધનજી મનજી વેરસલપુર.

} ની સહિ દા. મુખી ગોપાળ રતના.

(૧૭) પટેલ મનજી પેથા ગામ દેસલપુરવાળાની સહી
દા. જેઠાલાલ શંકરલાલ ધણીના કહેવાથી.

(૧૮) મુખી વીરજી માધા ગામ દેસલપુરવાળાની સહી
દા. જેઠાલાલ શંકરલાલ ધણીના કહેવાથી.

(૧૯) પટેલ માવજી પેથા ગામ દેસલપુરવાળાની સહી
દા. જેઠાલાલ શંકરલાલ ધણીના કહેવાથી.

(૨૦) પટેલ રવજી લાલજી ગામ લોડવાવાળાની સહી દા. પોતાના.

(૨૧) પટેલ ભાણજી ખીમજી ગામ લોડવાવાળાની સહી
દા. પટેલ રવજી લાલજી ધણીના કહેવાથી.

(૨૨) પટેલ વીરજી રામજી ગામ લોડવાવાળાની સહી દા. પોતાના.

(૨૩) પટેલ આણંદજી મનજી ગામ નવાવાસ (માંડવી)વાળાની સહી
દા. વીરજી રામજી ધણીના કહેવાથી.

(૨૪) પટેલ વીરજી કરસન ગામ નવાવાસ (માંડવી)વાળાની સહી
દા. વીરજી રામજી ધણીના કહેવાથી.

(૨૫) પટેલ હીરજી આણજી ગામ ભડલીવાળાની સહી
દા. માવજી માનાના ધણીના કહેવાથી.

(૨૬) મુખી માવજી માના ગામ ભડલીવાળા સહી દા. પોતે.

(૨૭) પટેલ કાનજી રતના ગામ ગઢશીશાવાળાની સહી
દા. નાનજી ભાણજીના ધણીના કહેવાથી.



(૨૮) પટેલ માવજી શામજી ગામ દેસલપુરવાળાની સહી દા. પોતે.

(૨૯) પટેલ પચાણ રામજી ઉર્ફે પ્રભુદાસ રામભાઈ ગામ અંગીઆવાળાની
સહી દા. પોતે.

(૩૦) પટેલ પેથાભાઈ રામજી ગામ સાનકુવાવાળાની સહી દા. પોતે.

(૩૧) પટેલ કાનજી રતના ગામ માનકુવાવાળાની સહી દા. પોતે.

(૩૨) પટેલ અરજણ દેવશી ગામ માનકુવાવાળાની સહી
દા. પચાણ દેવજી ધણીના કહેવાથી.

(૩૩) પટેલ પચાણ દેવજી ગામ માનકુવાવાળાની સહી દા. પોતાના.

(૩૪) પટેલ ભીમજી રામજી ગામ માનકુવાવાળાની સહી દા. પોતે.

(૩૫) પટેલ જીવરાજ વસ્તા ગામ માનકુવાવાળા સહી દા. પોતે.

ઉપર પ્રમાણે અમદાવાદમાં જ્ઞાતિના આગેવાનોએ કરેલા ઠરાવો જે ભાઇઓના વાંચવામાં આવે તેવા ભાઇઓએ યોગ્ય લાગે તો સંમતિના પત્રો નીચે જણાવેલા ઠેકાણે મોકલી આપવા.

પટેલ જીવરાજ વસ્તા કોન્ટ્રાકટર.
ઠેકાણું—જૈન દેરાશરગલી જીલ્લો થાણા
મુ. ઘાટકોપર.



Year: 1775-76



## સંવત ૧૮૩૨ ની સાલમાં જ્ઞાતિએ કરેલા નિંધ ઠરાવની નકલ.

VSAK: Thursday, 19 Jan 1776

### ઠરાવ:

Date on which Satpanth was embraced

“સં. ૧૮૩૨ ના પોષ વદ ૧૩ ના દીને ગામ શ્રી નખત્રાણા મધે જ્ઞાતિપંચ ભેળા થઈ બારોટ ગવરીદાસ શાંમદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે: આજના દિવસ પાછીથી બારોટ પાસે વહીવંચો લખાવવો નહિં, તેમ બારોટને કાંઇ પણ આપવું નહિં, તેમજ ગોર દયાશંકર ભગવાનજીના વંશજ, તેમજ કોઇ પણ બ્રાહ્મણ પાસે ચોરી તથા લગ્ન પ્રસંગે પણ કાંઇ કર્મ કરાવવું નહિં, ને કોઇ ભાટ તથા બ્રાહ્મણને માનશે, તે માતાનો ગુનેગાર છે: બાવા ઇમામશાના ધર્મને માનનારા આપડા કણબી ભાઇઓ, જેણે સં. ૧૫૯૨ ના કાર્તક સુદ ૨ શુક્રવારે બાવાનો ધર્મ અંગીકાર કરેલ છે: તે ભાઇઓએ આજ દિવસ સુધી વહીવંચો લખાવ્યો છે, અને બ્રાહ્મણ પાસે સુતક કર્મ, મરણની ક્રિયા, તથા લગ્નની ક્રિયા કરાવી છે, પણ હવેથી આપણા ગુરૂ ઈમામશાના ધર્મનો ખરો રસ્તો બાવા ઈમામશાહના વંશના સૈયદો તથા હાલે જે પીરાણાની ગાદી ઉપર ટિલાએત કાકા પ્રાગજીના હુકમથી, અને ધર્મને સમજીને બ્રાહ્મણ તથા ભાટને નહિં માનવાં: નીચે મુજબ ગામના પટલીઆનો પંચ ભેગો થઈ ઠરાવ કર્યો છે, તે આપણી આણી માતને કબુલ મંજુર છે.

Friday, VSAK: 07-Nov-1535 (This might be a wrong date as this is after the death of Imamshah)

(૧) ગામ નેત્રાના પટેલ લખમણ સૂજા નારણ નાકરાણી, પટેલ નારણ આબજી-આણી, તથા પા. સામા ભાવાણી.

(૨) ગામ વીરાણીના પા. માંડણ તથા રૈયા નાકરાણી, પટેલ પાંચા પાંચાણી, લાખા દીવાણી, તથા માના બાથાણી.

(૩) ગામ શ્રી વિથોણના પા: દેવજી, ભગત કાનજી, ગણેશ સેંઘાણીવાલા નાંથાણી, તથા વસરામ સૂરાણી.

(૪) ગામ શ્રી નખત્રાણાના પા. ભોજા માંનાણી, પા. સૂરા, પા. નાંયા સેંઘા, લોગાવાળા, દેવરાજ, તથા કમા સુરાણી.

(૫) ગામ મથલના પા. હરભમ પોકાર, મેઘા નાંનજીઆણી, તથા રતના ચોધરી.



(૬) ગામ શ્રી ગડાણીના પા. કેસરા, વીરજી, તથા પેથા પોકાર.

(૭) ગામ શ્રી ખોંભડીના પા. પાંચા, નથા આબાજી પોકાર.

(૮) ગામ શ્રી અંગીઆના. પા: અખઇ, મેઘા, માંના તથા કાનજી પારસીઆ.

(૯) ગામ શ્રી ડઝાપરના પા. મનજી સોમજાણી, પા. સુરા, મુખી જીવા, તથા ભીમા રઈઆણી.

(૧૦) ગામ દર્શડીના પા. ડુંગરશી ગોપાલ, લખમણ, કરસન પોકાર, દેવજી સંઘાણી, ખેતા પુંજાણી, તથા હરભમ.



(૧૧) ગામ શ્રી સજાણાના પા. કેસરા, તથા કરસન હરજી પરબાણી.

(૧૨) ગામ શ્રી કરઓઈના પા. દેવસી, તથા મૂળા.

(૧૩) ગામ શ્રી મગવાણાના પા. ગોવિંદ ચોપડા, તથા કચરા.

(૧૪) ગામ શ્રી ભડલીના પા. ભીમા ઠાકરાણી, તથા માંડણ ભોજાણી.

(૧૫) ગામ શ્રી માનકુવાના પા. કરમસી, સુત ભીમજી, ધનજી, રામજી, તથા કરસન.

નાત સમસ્ત મળી ખાંભલામાં, ગામ નખત્રાણામાં ઇમામશાના પાટ આગળ, ધુપ દીવો કરી ઈમામશાના ધર્મના માટે નાકી કરી, ગોર દયાશંકર ભગવાનજી તથા ગવરીદાસ શામદાસને રજા દીધી છે. આખી નાતે મળીને કહ્યું કે સં. ૧૫૯૨ ના કાર્તક સુદ ૨ શુક્રવારના દહાડાથી ધર્મ ઈમામશાનુ લીધુ છે, તે આજદીન સુધી ગોર તથા ભાટને પાસે પોતાના વહીવંચા તથા ક્રિયા કરાવી, હવેથી નહીં, તે વાસ્તી સંવત ૧૮૩૨ ના વરખે પોષ વદ ૧૩ ને દને રજા દીધી છે, તે માટે આજદન પછી બ્રાહ્મણ કે ભાટને આવે તો ઉભા રહેવાની માંટ નહિં: આજ દિવસ પછી ગોર તથા ભાટને માનસે તો નાતનો ગુનેગાર થાસે, અથવા ઈમામસાના ધર્મથી નાતબહાર છે. તે ગામ શ્રી નખત્રાણાના ખાંભલામાં આવાના પાટ મ્હાબળ ધુપ કરીને આખી નાત મળીને લખત દીધું છે. અને કાકા પ્રાગજીનાં તથા બાવા ઈમામશાના માંડાના સૈયદ વલીમીઆંની રૂબરૂ પ્રતિજ્ઞા કરી છે, તે આખી નાતને વંશપરંપરા કબુલ મંજુર છે. આ લખતનો મસુદો ગામ વીરાણીના કણબી માંડણ અખીઆણી તથા વીરજી વેલાણી તથા નાત સમસ્ત મળી પહોર દિવસ ચડે કર્યો છે. ”

VSAK: 07-Nov-1535

VSAK: 19-Jan-1776

